वंदेमातरम्.

# સ્વરાજ્ય સંગીત.

Re 5.

લેખક

શંકરલાલ કાશીરામ.

ઠે. પંડીતજીની પોળ—અમદાવાદ.

પ્રકાશક

મણીલાલ વ્રજેશંકર

ઠે. માંડવીની પોળમાં—અમદાવાદ.

આવૃતિ પહેલી — પ્રત ૪૦૦૦

ઈ. સ. ૧૯૨૨ — સંવત ૧૯૭૮

કીંમત ૦-૧-૦.

૦૦૦૨૦

# સ્વરાજ્યની ચાવી.

અરે હો હીંદના પુત્રો હવે તો આંખ ઉઘાડો
તમારા દેશને કાજે સ્વદેશી વૃતને પાળો
કહેછે મહાત્માગાંધી ખરેખર સત્ય તે માનો
સ્વદેશી વસ્ત્ર પહેરીને તમારી કીર્તી દીપાવો
સ્વદેશી સ્કુલમાં મોકલો તમારાં પુત્રપુત્રીને
લવાદી કોરટો સ્થાપો હવે એ દીન આવ્યો છે
રૂડેરા રેંટીયા રાખો વળી હાથે સુતર કાંતો
વણીને ખાદી તો પહેરો તમારા દેશનું ધન છે
વીદેશી વસ્ત્રને બાળો ગરીબો ના તમે બેલી
ગરીબોની કરો સેવા હવે રાખો ન મોટાઈ
બુરા વ્યસનને ત્યાગો નહી તો થાશે ખુવારી
તજાવો દારૂ પીતાને અરે એ આત્મબંધુ છે
તમારા હાથમાં આવી હવે સ્વરાજ્યની ચાવી
લઇને દ્વાર ઉઘાડો નહી જાયે બીજા ફાવી
બધામાં ઐક્યતા રાખો ગણો અંત્યજને ભાઈ
એ સ્વરાજ્યનું ધ્યેય છે કહે શંકર પોકારી

( ૨ )

એની ગુંથી લાવ સુતરનો ગજરો એ ગજરાનો આપું હું મજરો
એની ગુંથી.

એ ગજરામાં શોભી રહ્યો પ્રેમ એથી ઉન્નતી થાય જેમ
થાય દેશીનો પ્રચાર તેમ એની ગુંથી.

વધે તેનાથી બહુ સંપ રેંટીયો ફેરવે થાય જંપ
વીદેશી વસ્ત્રથી થાય કંપ એની ગુંથી.

એના તાંતણે મલે સ્વરાજ્ય રેંટીયાને ગણો શીરતાજ
એથી થાયે આપણું કાજ એની ગુંથી.

એની ખાદી વણીને પહેરો આવે સ્વતંત્રાની લહેરો
થાયે હીદ દેવીની મહેરો એની ગુંથી.

મહાત્મા ગાંધીજીનો એ મંત્ર થાઓ ભાઇઓ બધા એક તંત્ર
ફેરવો જીવન ચક્રનું યંત્ર એની ગુંથી.

એનો વીદેશી કપડાં ત્યાગો સ્વદેશી વસ્ત્રની પુંઠે લાગો
હવે ભર નીંદ્રામાંથી જાગો એની ગુંથી.

જેથી જીવન સાદુ થાય શોભી રહે તમારી કાય
કજીયા કંકાસ તેનાથી જાય એની ગુંથી.

લગ્ન મરણમાં વાપરો ખાદી તેના સજાવો તકીયા ગાદી
ભલે ખાદી લાગે જાડી એની ગુંથી.

(૩)

ઘેલી થઈરે હું તો ઘેલી થઈ રૂડા રેંટીયા વાંસે હું તો
ઘેલી થઈ

દામન બેસે એવું કામ તે આપે લગની તેમાં લાગી રહી
રૂડા રેંટીયા

સ્વરાજ્ય લેવામાં ઉંચું છે સ્થાન એનું ભવો ભવની ભીડ
ભાગી ગઈ. રૂડા રેંટીયા

હાથે કાંતીને હાથે વણીને વખત વીતાડું હું તો હોંશ થકી
રૂડા રેંટીયા

ખાદી પહેરીને પવીત્ર બનીને દેશ સેવામાં હું તો ઘુમી રહી.
રૂડા રેંટીયા

---

(૪)

અરે ઓ વ્યસનના ભોગી રહો છો ગત દીન મશગુલ
તજો તે દારૂ પીવાનો નહી થાઓ તમે ચકચુર
તમારી લક્ષ્મી તો જાએ અરે દારૂના પીઠામાં.
તમારા શરીરનું કૌવત હણાયું દારૂ પીવામાં
ઘરે બચ્ચાં મરે ભુખે તેની તો કંઈ દયા રાખો
કરો કંઇ લાજની પરવા હવે દારૂ ન પીવા જાઓ
પડો છો ખાડ ખાડામાં નથી રહેતું શરીરનું ભાન

હવે તો ડંભલા થઇને ન ગુમાવો તમારો જાન
કહે છે શાસ્ત્ર પોકારી કરો નહી વ્યસનને ભાઇ
અરે એ બોધ ઉરઆણી ગ્રહો તે વેદની વાણી
તમારા હીતને કાજે હવે તો છોડી દો દારૂ
નહીતો થાશે પસ્તાવો કહ્યું માનો તમે મારૂં

---

( ૫ )

ધીમો ધીમો ચાલ રે
મધુરો મધુરો ગાજેરે
રૂડો મારો રેંટીયો હોજી
એ રેંટીયાથી થાય દેશીનો પ્રચાર
તે તો માગ જીવન તણો આધાર
ગરીબોનો બેલીરે
સુખ સંપતની થેલીરે
રૂડો મારો રેંટીયો હોજી. ધીમો
આળસને કુથલી તજી કરૂં નીરંતર કામ
ઘર બેઠાં તે આપતો ઉજવળ રૂડાં દામ
મન માને તેમ ફરતોરે
નહી કોઇનાથી ડરતોરે
રૂડો મારો રેંટીયો હોજી ધીમો.

( ૬ )

હાલો હાલો. બાળકુંવર હાલો
હાલો હાલો માતા ઝુલાવે
ભાઇ તું હીંદ દેવીનો શીષ્ય છે
સ્વદેશ ભક્ત થવા આપું આ શીષ્ય છે હાલો–
સાદાઇને પવીત્રતા રાખજે તું પ્યારા
કુસુંપ કલેશ ત્યાગીને સંપ રાખ વીરા. હાલો–
અહંકાર તજીને નમ્રતા ગ્રહણ કરજે વાલા
યોગ્ય જ્ઞાન લઇને ભડ ભીડ થાજે લાલ હાલો–
સ્વદેશી વ્રત પાળવાથી કીર્તી તારી ઓપશે
દેશ દ્રોહી થવાથી જરૂર યશ કોપશે. હાલો–
તીલકને મહાત્મા જેવો તું થાજે
આત્મ ત્યાગ કરજે દેશને કાજે હાલો–

---

( ૭ )

બહેનો ગરબો રમવાને સહુ આવજોરે
પહેરી સ્વદેશી વસ્ત્રો સહુ સાથ
સખીઓ પતીની આજ્ઞા લઇ વહેલાં આવજોરે
શબ્દ સુંદીર છે એહનો ગાઇએ મધુરાંગાન

નારણુ વારે તારશે શામળીયો ભગવાન
બહેનો પતીવ્રતાની જ નારી કેવી હોય છે રે
રહેતાં પતી સેવામાં હાજર દીનને રાત
પામો મુક્તી પદને સુખ ઘણું સંસારમારે
સત્ય વચન મોં બોલજો નીજપતીની સંગાથ
સાસુ સસરા સર્વને સાચી કહેજો વાત
રાખી નમ્રતાને માન થકી બોલાવજોરે
બહેનો ઉજ્વલતા છે પતીની સેવામાંય
જેથી સંપતી સંતતી વાધે સહુ કુટુંબમાંરે
દેશતણાં સેવક બની કરીએ રૂડાંકામ
બીજી બહેનોને શીખવીએ રાખી મનમાં હામ
બહેનો ગાંધીમહાત્મા જેવા ગુરૂ નહી મલેરે
જેમનો મંત્ર લેતાં જાયે આપણાં પાપ
જેથી પતિવ્રતાનો ધર્મ બધે સચવાઈ રહેરે
વીદેશી વસ્ત્રો ત્યાગજો ગુરૂ ગાંધીનો બોધ
સત્ય વચન તે માનજો કાઢી નાંખી ક્રોધ
કાંતી સુતરને સ્વદેશી વસ્ત્રો બનાવજોરે
જેના તાંતણેથી મલે સ્વરાજ્ય
એવા રેંટીઆને ફેરવો સાહેલીઓરે

---

## ( ૮ )

તું તો સાધુ થઈને ફરે છે મહાત્મારે

અસહકારથી દેશ જગાડયો ઘેર ઘેર એ મંત્ર લગાડયો
હીંદુ મુસલમાન એક થયા તેના થકીરે          તું તો૦

ગૌમાતાનું રક્ષણ કરાવે તેનો સહુ જગતને ભાવે
ગરીબો સહુ લેનાં તારાં ઓવારણાં રે          તું તો૦

સહુ જાતોમાં સંપ કરાવ્યો હીંદ દેશને ઉંચે લાવ્યો
નાના મોટા સહુને મન તું વશી રહ્યોરે          તું તો૦

સ્વરાજ માટે જેલો સેવી પ્રમભ થાગે હીંદની દેવી
અંત્યજોનો ઉદ્ધાર કરાવ્યો ગાંધીજીરે          તું તો૦

જુના હતા તે નવા બનાવ્યા. રેંટીયા ચરખા બધે ચલાવ્યા
ખાદીનો પ્રચાર કર્યો સહુ જગતમાંરે          તું તો૦

પંજાબતણી તેં લડત ચલાવી વળી ખીલાફતની મહીં આવી
તારો મહિમા ગાયો જાયે નહીરે          તું તો૦

( ૯ )

મહેર કરો હીંદદેવી રે દયાળુ માતા મહેર કરો હીંદદેવી

હમે તો સંતાન તમારાં ગુન્હા ઘણા હોય અમારા

હવે તો ક્રોધ ત્યાગો ત્યાગોરે દયાળુ માતા

સ્વરાજ્ય વીણ બાળક વડે સ્વદેશ ભક્તો જેલો મેંવે

હવે તો દયા લાવો લાવોરે. દયાળ માતા

---

( ૧૦ )

ઉઠ ભાઈ તું જાગૃત થા કેમ બેઠો આળસ મરડીરે

વીસર સ્વાર્થનેજી

મળે જ્યાં ત્યાં મહાસભા થાય સ્વરાજ્ય ઠરાવ

તેમાં તું દાખલ થઇ સ્વદેશી વ્રત લઈ આવ

સ્વદેશ ભક્તો જેલો ભોગવે દેશ હીતને કાજેરે

વખત આવ્યો છેજી

મહેનત કરતું ખરા દીલથી ત્યાગી વીદિશી વસ્ત્રોરે

ચરખો હાથે છેજી

ખાદી ખાદી શં કરે ભીડ ભંજન કહેવાય

સ્વરાજ્ય વગેરે આવશે સહુ દીલ એકજ થાય

ઉઠ ભાઇતું

---

( ૧૧ )

લાગ્યો મને રેંટીયો વાલોરે

હવે વણાટ શાળામાં ચાલોરે

રેંટીયો ચરખો શાળને પીંજણ. સ્વદેશોનાં હથીયાર

તે વાપયાથી જરૂર થાશે દેશ તણા ઉદ્ધાર

કાઢી નાંખો ખોટા ખ્યાલોરે     લાગ્યો૦

ચરખાથી તો કપાસ પીલાય પીંજણથી સાફ થાય

પુણીયો બનાવી સુતર કાઢો રેંટીયાથી કંતાય

તેમાં એક ચીતથી માલોરે     લાગ્યો૦

સાળ કાંઠલાથી ખાદી બનાવી ભાગો કાપડની ભીડ
તે વાપર્યાથી સાહ્રાજ્ય જળવાશે જાશે ધનની પીડ
માટે દેશી વ્રત સહુ પાળોરે લાગ્યો૦
વણાટ શાળામાં તૈયાર થઇને ખાદીનો કરો પ્રચાર
સંપ અહીંસા ઐક્યતા રહેશે સ્વરાજ્યનો એ સાર
માટે રાખો રેંગીયા શાળોરે લાગ્યો૦

---

( ૧૨ )

આવો આવો પધારો મોંઘેરા મહેમાન
સુતરના હારે વધાવીશુ
પાઓ પાઓ હમોને સ્વરાજનું પાન
સુતરના હારે વધાવીશુ
હીરા માણેક મોતીથી અતી મુલની
કીધી અમુલ્ય સેવા તમે દેશની
આવ્યું આવ્યું હમોને હવે સહુ ભાન
સુતરના હારે વધાવીશુ આવો આવો૦

## ૧૩

ત્યાગ્યા બાગ બગીચાને સંપતી
નહી કાંધી તમે વહાલી સંતતી
તાર્યું તાર્યું તમોએ આહીંદનું નાવ
સુતરના હારે વધાવીશું
આવો આવો

---

## ૧૩

હમેતો હીંદના વાસી હમારી હીંદ માતા છે
રહીશું એક સંપીથી બધી જાતો તે ભ્રાતા છે
પડેતે કષ્ટ વેઠીને કરીશું દેશનાં કામો
ગ્રહીશું ધર્મને નીતી લઇશું રાષ્ટનાં નામો
બનીશું દેશના સેવક હવે નહી પાછા ફરવાના
પહેરી ખાદીનાં વસ્ત્રો નહી હમે કલેશ કરવાના
બધા એકત્ર થઇને રહીશું હીંદ ભુમીમાંય
લઇશું સંપથી સ્વરાજ્ય ગ્રહીશું અંત્યજોની બાંય
આવો આપણે મળીયે સ્વરાજ્યના છત્રની નીચે
તજીનાના મોટાનો ભેદ અહીંસા વ્રત પાળીને

---

वंदे मातरम.

# અમુલ્ય અવસર

( સાર આ સંસારમાં ન જોયો—રે—એ રાહ )

શાણા બનો સાચા હવે તો, રે સુણી સુત્રો શ્રી ગાંધીના શિષ્યે બનો
સુતરને તાંતણે સ્વરાજ લેવા, પ્રેમથી પુણીંયા કંતાય જો...રે સુણી
ઘેર ઘેર રૂડા રેંટીયા સ્થાપો, સુતર ધન ઢગલા ઉભરાયજો... ,,
ખાદીનાં ધોતીયાં ખાદીની બંડી, ખાદીની ટોપીઓ પ્હેરાયજો... ,,
દેશી વસ્ત્રો સૌકો પહેરે, પરદેશી પોતાને તજે જો... ,,
શાંન્તી રૂપિ અસહકારને જોડયો સત્ય શસ્ત્ર અશી હાથમાંધરેજો...,,
ખીતાબો ચાંદને સર્વિસ સઘળા, પાપ મુકત થાવા મુકજો ... ,,
એકય રાખીને હિંન્દુ મુસલીમન, સત્યતાના મંત્રો પઢેજો... ,,
સ્વયંસેવક બહુ યુવકો બનીને શાન્તીથી સઘળે ફરજો... ,,
સત્ય આહી શૌ સત્યને માટે, પ્રેમથી જેલમાં પુરાયજો... ,,
કેદી બનતા હર્ષે હસીને, જંજીરથી માત ગુણ ગાયજો... ,.
ઉગ્યો પ્રભાકર પુર્વ દિશાએ, પશ્ચિમે આથમ્યો દિસતો... ,,
ચીન્હો ઉદયના ભાળી મુખેથી કૃષ્ણ કરીમ હર્ષે કેવાય જો... ,,
"ચંદ્ર" જગતમા તાપ ન આપે શાંન્તી એ સ્વરાજ્યને સ્થપાયજો...,,
"વંદે માતરમ" વદે માતરમ" પ્રેમેથી જનસૌ ઉચ્ચાર તો... ,,

મણીલાલ વજેસંગ.

વાંચો અને વંચાવો

# દમના દરદીઓને ખુશ ખબર.

હમોએ દમજેવા મહા ભયંકર રોગનું નીવારણ કરવા માટે ઘણોજ પરીશ્રમ લઇ તેમજ ઘણા વર્ષોની જુની અને તાતકાલીક આરામ કરે તેવા વનસ્પતીમાંથી શોધેલી ચીજોની બનાવેલી બીડી પીવાથી ફક્ત સત્તર દિવસમાંજ આરામ

આ બીડી પીવાથી દમ ખાંસી સુખા ઉધરસ મટે છે લોહી સુધરે છે તથા શરીર પુષ્ટ બનાવે છે. એક વખત વાપરી ખાત્રી કરો

કીમત ન.–૧૭ નો રૂ ૦।। પોસ્ટેજ જુદું

ના–૬ રૂ–૧ થી ઓછી વી. પી. કરવામાં આવશે નહી માટે મહેરબાની કરી ૦।= ટીકટ બીડી મોકલસો

બનાવનાર તથા વેચનાર

**મણીલાલ વજેશંકર ભટ દમવાળા**

માંડવીની પોળમાં સેકની પોળ.

અમદાવાદ

